કારણ બતાવ્યા કેંક, તારણવાળાં તે નહિ,
ધારણું કરાય કેમ, નિર્ઝર આરોપિયા;
એકના અનેક આપ્યા, ઉત્તર ઉઠાવદાર,
ચંદ થયા ચંદશા તે, જોઈ ભાર લોપિયા. ૨૨

## સમાધાન.

પ્રાચીન પંડિતને ન, અર્વાચીન પોંચી શકે,
પ્રાચીન તે પ્રાચીન છે, અર્વાચીન નામના;
પ્રાચીનો ગયા જે પથ, વિઘ્ન નડ્યાં તેમને જે,
અર્વાચીનોને ન નડે [illegible] નામના;
માર્ગદર્શી થાય જેહ, નિઃશંક વડરા તેહ.
ચંદ માન્ય નિઃસંદેહ, વ્યર્થ તારી કામના;
રસાળાં રસિલાં વેણ, શ્રોતા વક્તા સુખદેણ,
રસાકેરાં જેહ કેણ, નથી નથી દામના. ૨૩

## પૂજ્યપ્રેમ.

અંતર અનેક આવ્યા, પ્રશ્નોત્તર પૂરે પૂરા.
તોય અનુજાય અંગ, માની માન રાખવા;

---

૨૨ તારણવાળાં—સાબીત કરી શકે એવા પુરાવાવાળાં. ધારણું ઠરાવ—એવાં તુચ્છ કારણો મારાથી કેમ ધારણ કરાય—માન્ય રખાય? માટે મેં નિર્ઝર (દેવ) ને આરોપિયા—દોષના આરોપવાળા કર્યા. ચંદ થયા—મારા ઉત્તર સાંભળીને તેઓ ચંદના જેવા મંદ થયા; અને તે જોઈને મેં તેમના ભાર લોપ્યા—તેમના મહત્વની મર્યાદા મનમાંથી કાઢી નાખી.

૨૩ પ્રાચીન—જૂના—પૂર્વના. અર્વાચીન—નવા—હમણાંના. નામના—કેવળ નામ. નામના—કીર્તિ. કામના—ઇચ્છા. દામના—દામની અર્થાત્ દામની આશાએ કવિતા રચે તેવું નથી।

## કથાપથ.

પાંડુ પિંડરોગી એક, મૃગયાના ટેકવાળો,
હાથેવાળો મળ્યો તેનો, નોતમ બે નારને;
એવે આપી લાગ્યો શાપ, કાપ આ કરમકેરા!
ફેરા મારે ફાવતા બે, બાળી ભરતારને;
જોવાનુંય જાય નહિ, માટે જાળવીને રાખે,
કુંતી માદ્રી નારી બન્ને, સ્વરૂપના સારને;
ભાણુનાથ માટી ધારી, આજ્ઞા લઇ તેડયા દેવ,
ધર્મ આવ્યા ધ્યાન ધારી, ભારે ભરી ભારને. ૨૬

કુંતીકેરા કર્ણ મળ્યે, મંત્ર કેંક મૂક્યો જઇ,
યુધિષ્ઠિર ઉપન્યો ત્યાં, ધર્મકર્મધારકો,
વળી વાયુદેવ તેડયા, વાતો કરતા તે આવ્યા,
વદનમાં વેંવરાવી, માલ વ્હોર્યો પારકો;
વૃકોદર ઉપન્યો કે, ગદા હસ્ત લેઇ ઉઠયો,
વાયુ ગયો નાશી લખી, સુત સધ મારકો;
વાસવની વંલે એવી, પાર્થ ઉપન્યા પૂઠે યે,
મહેશનો મહિમા એ, ત્રિભુવન તારકો.' ૨૭

---

૨૬ નોતમ—અતિ સુંદર. બે નાર—કુંતી અને માદ્રી. શાપ—વિહાર કરતાં હરણનો નાશ કરવાથી હરિણીએ પાંડુને શાપ દીધો હતો કે તારો પણ એવેજ પ્રસંગે નાશ થશે કાપ—લીગ—રેખા ફેરા ઇ૦—બન્ને સ્ત્રીઓ પોતાના ભર્તારને બાળીને ફાવતા ફેરા મારે. અર્થાત્ તેનું મરણથી રક્ષણ કરવાનેયત્ન કરે. રક્ષણ કરવાનું કારણ કહેછે. જોવાનુંય ઇ૦. સ્વરૂપના સારને—જાળવી રાખે, એ ઉપરના વાકય સાથે અન્વય. ભારને—(ગુરુતારૂપી)

૨૭ માલ ઇ૦—કુંવી પરણીયા છતા તેનો સ્વીકાર કર્યો. મારકો

સપત્નીનું સર્વ સાથે, દાવ એવો સાધવાને,
કુંની નારે મંત્ર અર્પ્યો, મોદ પામી માનિની;
એક સાધનથી સતી, બે કાર્યને વિચારતી,
( પછે ) ધારતી તે ધ્યાન વૈદ્ય, બની તેની સ્વામિની;
ઔષધિ સુંધાડી આવી,-અશ્વિનીકુમાર ઊભા,
સુત બે ઉત્પન્ન થતાં, બધી રીઝી ભામિની;
પાંચ પાંડવ ઉપન્યા, એ પેર દેવો ચારથી,
માં'રથી સુખારથીને, નમી અંને કામિની. ૨૮

માદ્રીએ વિચારી મતિ, પાંડુપતિ તારવાને,
કારણ થૈ મારવાને, કર્મની કેવી ગતિ!
સધવા ટળી વિધવા, થતાં માંહી કાષ્ટ ભક્ષી,
માદ્રી સ્વામી સાથ ગઇ, ત્રિભુવન ચૈ છતી;
કુંતી સુત સંગ લઇ, આવતી હસ્તિનાપુર,
પંચશર જેવા પંચ, રૂપની રૂડી રતિ;

—મારે એવો. એવી—( નાથી જવા ૨૫ ). મહેશનો ઇ૦—યુધિષ્ઠિર, વૃકોદર અને પાર્થ, એવા પરાક્રમી થયા, એ મહેશનો ત્રિભુવનને તારનારો મહિમા છે. અર્થાત્ એ ત્રણના નિમિત્તે કરીને ભૂમિનો ભાર ઉતારવોછે માટે મહેશે તેમને એવી શક્તિ આપી હતી!

૨૮ સપત્નીનું—શોકપનું. જો મંત્રથી પુત્ર ઉત્પન્ન કર્યો વિવેકી નિંદા થાય તો મારી એકલીની ન થાય, એવા વિચારથી કુંતીએ માદ્રીને પણ મંત્ર આપ્યો. મોદ—હર્ષ. માનિની—સ્ત્રી—માદ્રી. એક ઇ૦—એક મંત્રથી બે પુત્ર ઉત્પન્ન કરવાને સતી ( માદ્રી ) વિચારતી. વૈદ્ય—અશ્વિનીકુમારને વિષે. સ્વામિની—સ્ત્રી. માં'રથી ઇ૦—પાંચ પાંડવ ઉત્પન્ન કરીને પછી બંને કામિનીઓ સુખના અર્થવાળા મહારથીને—પાંડુને નમી. '

પંઢ્યા સર્વ વિદ્યા વેશે, અડયા નવ કોઇથી તે,
લઢ્યા કૌરવની સાથ, અસૂયા વ્યાપી અતિ. ૨૯

વિષમોદક અર્પીને, જળે ભીમ સમર્પીને,
તે મૂઓ ધારી તર્પીને, પાંચને દુઃખી કર્યાં;
ભીમભડ આવી મળ્યો, કે શોક પાંચનો ટળ્યો,
આમળો કૌરવે વળ્યો, સાંભળી સુખી તર્યાં;
લાક્ષાગૃહ મધ્ય ઘાલ્યા, વેરાન વને તે ચાલ્યાં,
હિડિંબાથકી તે માર્યાં, મારતાં ના તે મર્યાં!

---

૨૯ તારવાને—સુખી કરવાને. પતિને સુખ આપવાને માદ્રી તેની પાસે ગઇ, પણ તેને એકાંતમાં પોતાની પાસે આવેલી જોઇ તેની સાથે વિહાર કરતા પૂર્વોક્ત શાપથી પાંડુ મરી ગયો, અને એવો રીતે માદ્રી પતિને મારવાનું કારણ થઇ. કાષ્ઠભક્ષી—ચિતાના કાષ્ઠમાં પડીને, ત્રિભુવન ઇ૦—એવી રીતે સતી થવાથી માદ્રી ત્રણ લોકમાં છતી (પ્રખ્યાત) થઇ. પંચશર જેવા—કામદેવ જેવા કે કામના પાંચ બાણ જેવા. અનંતભટ્ટ પોતાના ભારતચંપૂમાં પણ પાંડુના પાંચ બાળકોને એવીજ ઉપમા આપી વર્ણે છે જેમ કે—

" नव तरुणिमलक्ष्मीनंदनीय शरीर
कुरुवृषभसुताना कुर्वती नेत्रपात्रम् ।
मुनिततिरिति मेने मोदनाय त्रिलोक्या
स्वविशिख इव काम. सोऽपि किं पंचधाभून् ॥ "

અર્થ—પાંડુ રાજાના પુત્રોનું નવી જુવાનીની શોભાવડે જોનારને આનંદ ઉપજાવે એવું શરીર જોઇને તે સ્થળના મુનિઓ એમ વિચારવા લાગ્યા કે, કામદેવના બાણ પાંચ છે ત્યારે તેનો ઉપયોગ કરનારા શરીર પણ પાંચ જોઇએ એવા વિચારથી કામદેવ પણ પાંચ રૂપે થયો છે કે શું! અડયા—અટક્યા. અસૂયા—ઇર્ષ્યા (પાંડવોના બળ, પરાક્રમ વગેરેની).

અનમી નમાવ્યા કેક, અરિને ભમાવ્યા કૈંક,
સુરને શમાવ્યા કૈંક, વરી યુદ્ધનીતિને;
વિશ્વે થઇ વાહ વાહ, રાજ્ય રૂડું પાંડવનું,
શ્યામસમ મળ્યા મિત્ર, રૂડી ગ્રહી રીતિને. ૩૨

એકદા માધવ આવ્યા. પાર્થાદિકને તે ભાવ્યા.
વિહર્યા વિચર્યા વને, મને આણી મોદને;
કામિની કાલિંદી જેહ, કૃષ્ણ વર્યા વા'લે તેહ,
એવે દીઠો વિપ્ર એક, દીન સ્વર રોદને;
પાર્થે પૂછી પેર તેને, કાર્ય કશું દ્વિજરાજ !
કાજ કરૂં જો કઠિન ના અશક્ય મો દને;
દ્વિજ ટળી દેવતા તે, ઝગતો જાજ્વલ્યમાન,
હેલા માત્ર માંહી હવો, ધારતો આમોદને. ૩૩

પાંડવ ! તું ખાંડવ દે, ભક્ષવાને વન આખું,
નીકળી ન શકે કોય, જાઉં જીવ જંતને;

---

છતી શકાયો નહિ, અથવા પાંડુના પુત્રોને અર્ધ રાજ્ય આપવું જોઇએ, એમ સમજુ સરદારોના મતને ઉથાપી શકાયો નહિ, માટે દેશ આપ્યો.

૩૨ દિગ્વિજય કરી આવ્યા—(કેમકે તેઓ દેવથી ઉત્પન્ન થયેલા હતા). અભિપ્રાયયુક્ત વિશેષણ છે માટે પરિકરાલંકાર. વરી—પસંદ કરીને. શ્યામસમ—કૃષ્ણ જેવા.

૩૩ પાર્થાદિકને—પાર્થ (અર્જુન) વગેરે સર્વને. વિહર્યા—વિહાર (રમત ગમ્મતનો આનંદ) કર્યો. વને વિચર્યા—શિકારાદિ નિમિત્તે વનમાં ગયા. કાલિંદી—યમુના. યમુનાના કાંઠા ઉપર દેહધારી યમુના કાલિંદી નામ ધારીને કૃષ્ણને વરવા માટે તપ કરતી હતી તે અહીં કૃષ્ણને મળી તેથી કૃષ્ણ તેને પરણ્યા. વિપ્ર—બ્રાહ્મણ રૂપ ધારી અગ્નિદેવ. દીન ઇ૦—રોદન (રડવા) માં દીન સ્વર કાઢનારો. આમોદને—સુગંધને અથવા આનંદને.

વરસે સુરાગધાર, શરે તેને શાત કર્યો,
ડરાવ્યો ન પાર્થ ડર્યો, જનકને વારીને,
વજ પણ વ્યર્થ ગયુ, કારજ વાન્હનુ થયુ,
ઇંદ્રબળ વારિ વ'યુ, ગયો અર્થ સારીને,
મન માગ્યુ આપ્યુ દેવે, અગ્નિ શાંત થયો એવે,
સેવ કેવી પાર્થ સેવે, સ્વપ્રતિજ્ઞા તારીને ! ૩૬

જીત્યો દેવ દાનવને, માનવસુતાનો સુત,
પૂત પાવક પ્રસન્ન, થયો જોત જોતામા,
સુખ માગ્યુ આપી વળ્યો, મળ્યો મયદાનવ જૈ,
ટળ્યો દુખત્રાસ તુથી, સશય શો શ્રોતામા,
માગ્ય માગ્ય સુખ માગ્યુ, અનુરાગ્યુ માનસ છે,
મારૂ આણીવાર ભાગ્યુ, કષ્ટ કાય હોતામા,
તુ સમો ન વીર કોઇ, ધીરધર મીર મોટો,
શિર શરીરની પીર, હરી ખોટુ ખોતામા ૩૭

---

૩૬ ચક્રધારી-કૃષ્ણ કૃષ્ણ અને અર્જુન બન્ને નક્ર-મગર અર્થાત્ જળમા રહેલા પ્રાણીઓને પણ બાળી નાખ્યા શક્ર-ઇંદ્ર શરે-બાણનુ છાપરૂ કરીને જનકને ઇ૦-પોતાના પિતા ઇંદ્રને અટકાવીને ઇંદ્રબળ ઇ૦-ઇંદ્રનુ બળ પાણીમા વેહેતુ ગયુ ! ગયો-( અર્જુન ) દેવે ઇ૦-અગ્નિદેવે અર્જુનને મનનુ માગ્યુ આપ્યુ.

૩૭ માનવસુતાનોસુત મનુષ્યની પુત્રી ( કુતી ) નો પુત્ર-અર્જુન પૂત-પવિત્ર. મળ્યો ઇ૦ અગ્નિ ગયો એટલે મયદાનવ જઇને અર્જુનને મળ્યો અનુરાગ્યુ ઇ૦-મારૂ માનસ ( મન ) તારા પર અનુરાગ્યુ ( પ્રીતિવાળુ થયુ ) છે મારૂં ઇ૦ મને કાયામા કષ્ટ થતા વેત તેં આણીવાર ( આ વખતે ) મારૂ કષ્ટ ભાગ્યુ ! શિર ઇ૦-તેં મારૂ ખોટું ( બળી જવા રૂપ અનિષ્ટ ) ખોઈ નાખ્યુ અને મારા માથાની તથા શરીરની પીર ( પીડા ) હરી

પાચ પુત્ર કુંતી માત, કૃષ્ણાદિકની સઘાત,
થયા વિશ્વમા વિખ્યાત, શક્રપુર વાસતા,
કરે ધર્મ કર્મ રૂડા, સજ્જનને શર્મ અર્પે,
દુર્જનને પર્મ કષ્ટ, એ પુરે ન ત્રાસતા,
ધનસાદ્ સાદ્ મળે, રક રાય એક ધાર,
વગ કે વસીલો નહિ સવિતા ઉજાસતા,
વલ્લભ કવીશઇશ, કથા પથ પાડે પ્રૌઢ,
મથામથ કાઇ નહિ, શુદ્ધ અર્થ ભાસતા. ૪૦

• મયરચિત સભા

ન ઇંદ્ર કે કુબેરની, યમરાજ ચદ્ર કેરી,
મહતામા ન વરૂણ—સભા જેની જોડમા,
બ્રહ્માની સભા જે બારે, પાડવની સભા આગે
પાણી ભરે તેહ પૂર, હારી જાય હોડમા,

---

કર્મી (શિલ્પી)–મયદાનવ માનવ ઇ૦–તે માનવનો (અર્જુનનો) મનોરથ પૂરેછે અને કહેછે કે સભામા જે રાખવાનુ હશે તેને રાખીશ–તજવા જેવુ હશે તેને તજીશ કેમ ઇ૦–વળી તે કહે છે કે હુ કેમ અને મણિ લાવીને ભાવી (મનને પસદ પડે એવી) ભવ્ય સભા બાધીને અને સુશોભિત સાર (તત્વરૂપ પદાર્થો) ને સાધીને પછી જે આપવાનું હશે તે આપુ–જે કહેવાનુ હશે તે કહીશ

૪૦ શક્રપુર–ઇંદ્રપ્રસ્થ શર્મ સુખ દુર્જનને ઇ૦—જે દુર્જનને બીજી જગોએ પરમ કષ્ટ થાય તે એ પુરમા ત્રાસ પામતાં નહોતા સવિતા–(ન્યાય રૂપી) વલ્લભ ઇ૦–કવીશ્વરોનો ઇશ્વર વલ્લભ એવી રીતે ઉપોદ્ઘાત કરીને હવે પ્રૌઢ એવો કથાપથ (કથાનો માર્ગ) પાડે છે–કથા શરૂ કરેછે તથા તે કથામાં અર્થ શુદ્ધ ભાસેછે માટે તેમાં કાઇ મથામથ (સમજવાની મહેનત) નથી

હિમાંશુની વારી એવી, શુકલપક્ષ મધ્ય આવે,
વિશ્રામ લે કૃષ્ણ પક્ષે, મિનારામાં મા'લતાં;
સજળ વાદળ તૂટે, મિનારાથી ના વછૂટે,
મેઘની ધારા ન ખૂટે, ચીરાઇને ચાલતાં;
તડિત રે' સંતાઇ ત્યાં, (જ્યાં) ગ્રહગતિ પૂઠે કરે,
મિનારાની એવી શોભા, ભૂલે બ્રહ્મા ભાળતાં;
મણિમય કૃતિમય, દેખાતો હતો ઉદય,
સંદય હૃદય બને, કષ્ટ કૂડું ટાળતાં. ૪૩
વિમાનની સમાન તે, આકૃતિમાં અવનવી,
હવી સભા શક્રપ્રસ્થે, દુંદુભિ ત્યાં વાજતાં;

સભાના મિનારાની તેના કિનારાને ઠામે સંભાવના કરી છે માટે સ્વરૂપોત્પ્રેક્ષાઅલંકાર. ઉચ્ચારમાં-ઉચાટથી. આવોજ પ્રસંગ ભારતયપૂર્માં હસ્તિનાપુરની ઉંચાઇ વર્ણવતાં અનંતભટ્ટે વર્ણવ્યો છે. ત્યાં એકલા ચંદ્રના શોકની કલ્પના કરીછે.

૪૩ હિમાંશુની-ચંદ્રની. વારી એવી-(સૂર્યની પેઠે ફરવાની). કૃષ્ણ પક્ષમાં ચંદ્ર, દેખાતો નથી ત્યારે ક્યાં રહેતો હશે તે વિષે કહે છે: વિશ્રામ ઇ૦. અહીં પણ અયોગમાં યોગની કલ્પના છે માટે સંબંધાતિશયોક્તિ. સજળ ઇ૦-પાણીથી ભરેલાં વાદળાં જ્યારે મિનારાથી વછૂટે નહિ-દૂર થઇને જાય નહિ ત્યારે તે વાયુના વેગને લીધે મિનારામાં અથડાઇને તૂટે છે. તૂટેલા વાદળાંમાંથી પાણી નીકળી જાયછે, એવી કલ્પના કરીને કહેછે કે, તેમાંથી મેઘની ધારાઓ ખૂટતી નથી. તડિત-વીજળી. ત્યાં-મિનારામાં. ગ્રહગતિ ઇ૦-મિનારાની આસપાસ ગ્રહો ગતિ કરેછે. મણિમય ઇ૦-એ મયદાનવની કૃતિ (રચના) મણિમય હતી-આખો મિનારો (કે સભા) મણિથી રચેલો હતો તથા તેનો ઉદય-ઉંચાઇ (દૂરથી) દેખાતી હતી. અથવા એ સભાવડે પાંડવોનો ભાગ્યોદય જોવામાં આવતો હતો. એ સ્થળનો મહિમા વર્ણવેછે. સદય ઇ૦-કૂર હૃદય મટીને એ સ્થળમાં હૃદય કોમળ થાય તથા કૂડું કષ્ટ ટળે, એવું એ સ્થાન હતું.

શીતળ ને મંદ વાય, સુગંધી સાહે સદાય,
દુઃખ દિલકેરાં જાય, સભા શાભા શોભે છે,
વૃદ્ધના તરૂણ થાય કાયાએથી કષ્ટ જાય,
મન માન્યું લેઇ ખાય, અભા દાભા ઓભે છે,
બને છે અકામી કામી, બ્રહ્મચારી મહાનામી,
તપપીડ નાખે વામી, લભા નાભા લોભે છે,
જોવા જેવી જેહ વસ્ત, તેહ ત્યાં દિસે સમસ્ત,
ચંદ્રસૂર્યકેરા અસ્ત, ક્ષભા ક્ષાભા ક્ષોભે છે. ૪૬
દ્વિજાદિ કરે કલ્લોલ, બોધ બોલે મીઠા અતિ,
રતિવંત વસે વાસ, શક્રપ્રસ્થ સભામાં,
તુંબરૂ અર્જુન મિત્ર, ચિત્રસેન ગંધર્વ જે,
અપ્સરાઓ લેઇ આવે, હરત મૂકી ખભામાં;

---

સાધારણ મોગરાની વેલ જ્યાં મલ્લિકા અને માધવીની સેવા સાધવી રહી ( અટકી ) અર્થાત્ તે પુષ્કળ હોવાથી શોધવાની જરૂર પડતી નથી. અથવા જ્યાં રહીને મલ્લિકા વગેરેની સેવા સાધવાની-તેના ઉપભોગ કરવાના છે મોદ-હર્ષ અર્પે-આપે

૪૬ સભા ઇ૦-એવી સભા રૂપી શાભા ( લક્ષ્મીનું મંદિર ) શોભે છે (શા-લક્ષ્મી+ભા-મંદિર ' शागौरी कमलालया' અને "भा कांतिर्मंदिरेंदिरा ।" -સૌભરીકૃત કોશ ) અભા ઇ૦-તેની અભા ( આભા-કાંતિ ) આગળ દા ( દાનેશ્વરી ) ની ભા ( કાંતિ ) ઓભે છે-કતવ્યશૂન્ય થાય છે. લભા ઇ૦-એવી આ સભામાંની લ ( લા-લલના-સ્ત્રીઓ ) ની ભા ( કાંતિ ) થી ના ( પુરૂષ ) ની ભા ( કાંતિ ) લોભાય છે ( 'ललना चला" -સૌભરી કોશ ) ચંદ્ર ઇ૦-જ્યારે ત્યાં ચંદ્ર અને સૂર્યના અસ્ત થાય ત્યારે ક્ષભા ( રાક્ષસોની કાંતિ ) અને ક્ષાભા ( પૃથ્વીની કાંતિ ) ક્ષોભ પામે છે અર્થાત્ જેમ પૃથ્વી પર ચંદ્ર સૂર્ય અસ્ત થવાથી રાક્ષસો નીકળે છે અને પૃથ્વી ભયંકર લાગે છે, તેવા દેખાવ એ સભામાં પણ જણાય છે ( " क्षामहीनीना "-સૌભરી " क्ष क्षत्रे रक्षसि "-વિશ્વકોશ ).

આવતા જોઇને માત, ભીમાર્જુન ઉઠયા ભ્રાત,
યુધિષ્ઠિર જ્યા સાક્ષાત્, માત તેડી લાવિયા,
નમન કરી નરેશ, વદ્યા વાણી વા'લ આણી,
સભા જોવા માત આવ્યા, સુકૃત્ય આ ભાવિયા,
દેવ કે દાનવ મધ્યે, આ માનવ જેવી સભા,
વિશ્વકર્માથી ન બની મયે ઉપજાવી યા. ૪૯

ભીમાર્જુન જાવ ઊઠો, માતને બતાવો સભા,
જોઇ આશિર્વાદ અર્પે, વૃદ્ધ માતા સુખથી,
મોદ માની માત ાલ્યા, સુત બે સંઘાત લેઇ,
અવનવુ અવનોકે, વાહ ! કે'તા મુખથી,
દાનવના વિશ્વકર્મા ! ધન્ય ! રચના આ કરી,
આકરી આ આટી કેવી, હાસ્ય આવે દૂખથી,
શુ ડૂબી ગઇ હુ જળે ! કો બળે કાઢો બા'ર રે !
આં વાર રે ઉગારીએ, (ને) તારીએ ઈ રૂખથી ૫૦

હા માત ! ભૂલ્યા ભૂલિયા, દાવ દાનવ દૂલિયા,
મૂલ્યવાળા મૂલિયાછુ, સા'વ કર સા'વ રે,

---

૪૯ અભિષેક–( વાસ્તુના યજ્ઞનો ) રતિ–પ્રીતિ સુકૃત્ય ૪૦ પુત્રોના સુકૃત્ય તેમને ભાવના–પસંદ પડયા. મયે ૪૦–એવી સભા યા ( અહીં ) મયે ( મયદાનવે ) ઉપજાવી–કરી

૫૦ યુધિષ્ઠિર માતાને તેડી લાવીને ભીમ તથા અર્જુનને માતાની સાથે જઇને સભા બતાવવા આજ્ઞા કરેછે ભીમાર્જુન ૪૦ આકારી ૪૦ –આ આકારી ( કઠણ–ન સમજાય એવી ) આટી ( ભૂલવણી ) કેવી છે ! અર્થાત્ સ્થળને ઠામે જળ જાણીને હુ ભૂલી પડી ! ! હાસ્ય–મારી એ ભૂલથી થયેલુ હાસ્ય જોઇને એવામાં સ્થળરૂપ દેખાતા જળમા પડીને કેવી દહેછે શુ ૬૦– રૂખથી–ઇચ્છાથી

આગળ છે પાણી પૂર, જશો નહિ જશો નહિ !
કાયકંપે ભૂમિ ચંપે, શાંત માત ! થાવ રે;
દીનવાણી દીનપ્રાણી, જોની જાણી સ્થિતિ આણી,
પીન પીડા ના પિછાણી, સુત હુને વા'વરે;
સ્થળ દેખું. ડૂબું મધ્ય ! કારણ કશું તે કહો,
કોપ નવ કરૂં રજ, ભાખો ખરો ભાવ રે ! ૫૧

ભીમાર્જુન કહે ભૂલ્યા, સ્થગહામ જળ આ તો,
પ્રયુક્તિ એ પૂરી કીધી, ચતુરાઇ ચાસ છે;
ઇંદ્રનીલમણિતણાં, પત્ર અત્ર પાથર્યાં છે,
સુહાવનાં સરોવરે, એ મણિનાં ડાળ છે;
સરોજ છે સુવર્ણનાં, પક્ષી જાતો જાતકેરાં,
પંચ રંગી પદ્મ પૂર્યાં, દર્શતાં રસાળ છે;
કંચનના કૂર્મ કર્યા, મીન પણ મૂલ્યવાન.
મણિ જડી કર્યાં પૂરા, કૃત્રિમ આ બ્યાળ છે. ૫૨

૫૧ માતાને જળમાં પડેલી જોઇને તેની પાછળ ચાલતા ભીમાર્જુન કહે છેઃ હા ઇ૦-હા માત ! અમે ભૂલ્યા ભૂલ્યા ! દાનવે કરેલા દાવ (યુક્તિ.) માં અમે પણ ડૂલ્યા-મયદાનવે કરેલો શ્રમ અમે પણ સમજી શક્યા નહિ. મૂલ્યવાળા ઇ૦-અમે મૂલ્યવાળા છતાં મૂલિયા-મૂલવાયા-અમારી પણ કીમત થઇ ગઇ ! હવે હાથ ઝાલો હાથ ઝાલો ! કાય ઇ૦-તમને પાણીમાં પડેલાં જોઇને અમારી કાયા કંપે છે તથા અમારાં અંગ ભૂમિમાં ચંપાઇ જાય છે. દીન દ૦-એવી રીતે પુત્રોની દીન પ્રાણી જેવી દીન વાણી જાણીને કુંતિએ સ્થિતિ આણી (સાવધતા ધારણ કરી) અને પોતાની પીન (અતિ) પીડાને તેણે પિછાણી (જાણી) નહિ (સુતવાત્સલ્યથી). અને બોલી કે, હે સુત ! તમે મને વા'વ (ઉતરો) છો. ઉતરવાનું કારણ કહે છે' સ્થળ દેખું છું અને તેમાં ડૂબું છું !

૫૨ કીધી-(મયદાનવે.). ચતુરાઇ ઇ૦-પોતાની ચતુરાઇ બતાવ-

પગથી સ્ફટિક કેરી, કેવી કરી હેરી જુઓ,
નિર્મળ જળે ભરેલી, વર આ તલાવડી;
મંદમંદ વાયુ વાય, જળબિંદુ ઇંદુ જેવા,
ધવલ નવલ દર્શે, મૌક્તિકપંક્તિ પડી;
અમલ કમલ મધ્ય, જળબિંદુ પડયા જેહ,
તેહ હંસ ચરે જાણે, અંતર આવે અંડી;
પદ્મિનીની ચારે પાસે, કિનારા મિનારા કર્યા,
નીલમણિકેરી શિલા, ઘાલી છે વડી ઘડી. ૫૩

વાને કારીગરો આવું કરે છે, એવા કારીગરોનો ચાલ છે. સ્થળકાગે જળ દેખાવાનું કારણ કહે છે. ઇંદ્રનીલ ઇ૦ ઇંદ્રનીલ મણિ–કાળો મણિ. ઇંદ્ર-નીલ કાળો હોવાથી કાળા પાણી જેવો દેખાય છે. એજ મણિના વૃક્ષનાં ડાળ કર્યાં છે તે સરોવરમાં ઝાડની ડાળોના પ્રતિબિંબ જેવા દેખાય છે. સરોજ–કમળ પક્ષી–જળપક્ષી કૂર્મ–કાચબા મીન–માછલાં. વ્યાળ–જળસર્પ.

૫૩ હવે જળસ્થાને સ્થળ કેમ દર્શે છે તે કહે છે પગથી ઇ૦ પગથી –પગે ચાલવાનો માર્ગ. નિર્મળ પાણીમાં ગયેલો સ્ફટિકથી બાંધેલો રસ્તો જળની નિર્મળતાને લીધે સ્થળ જેવો ભાસે છે તલાવડીના કિનારાપર પડેલા ઇંદુ (ચંદ્ર જેવા) ધવલ (ધોળા) અને નવલ (નવા) જળના બિંદુ પડયા છે, તે મૌક્તિકની પંક્તિ–મોતીની હારો પડી હોય તેવા દર્શે છે. અમળ ઇ૦–તળાવમાં ઉગેલા અમળ (નિર્મળ) કમળમાં જે જળના બિંદુ પડયાં છે તે જાણે હંસ મોતી ચરતા હોય એમ અંતરમાં લાગે છે. ("કમળનો આકાર જળમાં હસેલા ચારો ચરતા હંસ જેવો દેખાવાથી). પદ્મિની ઇ૦–પદ્મિની (તલાવડી) ની ચારે પાસે જે કિનારા છે તે સ્થળ ઉપર કરેલા મિનારા જેવા દેખાય છે અને તેની વચમાં જે કાળું પાણી દેખાય છે તે નીલમણિ (કાળા મણિ) ની વડી (મોટી) શિલા ઘડીને (સાફ કરી આપીને) ઘાલી છે એમ લાગે છે, તેથી જળસ્થાને સ્થળની ભ્રાંતિ થાય છે

અનેરા કિનારા એવા, જળરંગ જેવા જાણે,
ઉભયનાં એક રૂપ, ભીતર ને બારણે
પદ્મપુષ્પો થકી તેહ, પદ્મિની ઢંકાઇ ગઇ,
ભૂમિ સમ થઇ રહી, ભૂલે ધ્યાની ધારણે.
ચીતર્યાં શા કમલ તે, નીતર્યાં અમલ દિસે,
જળ સ્થાને સ્થળ દર્શે, એવા ભ્રમ કારણે.
જાણતા હતા અમે બે, તથાપિ એ ભૂલી ગયા,
મયની કૃતિ સ્મૃતિમા, પુત્ર ભૂલે પારણે. ૫૪

કુંતી માત જોઇ રીઝયા, અવનવું જોયું વળી,
મળી આવે ઠેરઠેર, જોવુ ન જોયુ કદી,
કારંડવ હંસ કોક, ખરા ખોટા ઉભય ત્યાં,
ભ્રમિત થ પૂછે માત, ચક્ષથી જુએ યદિ,
આ નિર્મ્યાં વિધાતા કેરા, કે આ મયદાનવના,
જણાવીએ સુત મારા, સત્યવાણી તો વદી,

---

૫૪ જળને ઠામે સ્થળ કેમ દેખાય છે તે સ્પષ્ટ કરે છે અનેરા ઇ૦–અનેરા–ભીન્ન–જૂદા પ્રકારના તલાવડીના કિનારા એવા જૂદા પ્રકારના કર્યા છે, અને તેનો રંગ એવો જળના રંગ જેવો કર્યો છે કે તેથી જળ અને કિનારાની જમીન ઉભયનો ( બન્નેનો ) એક રંગ જણાય છે ભીતર–તલાવડીની માહે બારણે–કિનારા ઉપર પદ્મિની–કમળવાળી તલાવડી ભૂલે ઇ૦–ધ્યાન આપીને જોનારો મનુષ્ય પણ જળ ધારવામા ભૂલે એ દેખાવથી કેવો ભ્રમ થાય છે તે વર્ણે છે ચીતર્યા ઇ૦–આ કમળ શા ( કેવાં ) ચીતર્યાં છે। તે નીતર્યાં અને અમળ (નિર્મળ) દેખાય છે। કવિ કહે છે કે એવા ભ્રમને લીધે જળને સ્થાને સ્થળ દેખાય છે મયની ઇ૦–મયદાનવની કૃતિની સ્મૃતિ રાખવામાં પારણામા સુવાડેલા પુત્રને પણ માતા ભૂલી જાય।–એવી તલ્લીન થઇ જાય અથવા ભ્રમિત થઈ જાય।

પ્રફુલ્લિત આ પોયણી, પ્રભાકર પ્રકટ્યો છે,
અવનવું આ તો જોયું, સુણ્યું નવ સો સદી! ૫૫

આ શું ! વૃક્ષ સુવર્ણના, દિવ્ય દરબાર આ શું !
દેવેશનો હશે બાગ, અહીં ક્યાંથી આવિયો !!
શ્રેષ્ટતર આવું સ્થાન, કોઇ દિન મેં ન ભાળ્યું,
પાર્થ પરાક્રમ પૂર્ણ, અલભ્ય આ લાવિયો,
ચિત્ત મારૂં ચંચળ આ, જોઇ થયું કેવું કહું,
જાણે નવ રસે આજે, ભાવ ઉપજાવિયો
પૂર્વજન્મકેરાં પાપ, બાપ ! સાફ કર્યાં મારાં,
શ્રમ લાગે થાય મિથ્યા, શોક સૌ તજાવિયો !! ૫૬

---

૫૫ કારંડવ–એક જાતનું જળચર પક્ષી ક્રોંચ–ચક્રવાક. ચક્ષુ–જો. જો કે માતા ચક્ષુથી જુએછે તથાપિ ભ્રમિત થાય છે કે આમાં ખરાં ક્યાં અને ચિત્રિત ક્યા ? પ્રફુલ્લિત ઇ૦–પ્રભાકર ( સૂર્ય ) પ્રકટે ત્યારે પોયણી બીડાઈ જાય છે, એવો સૃષ્ટિનો નિયમ છતા પણ અહીં તો પોયણી પ્રફુલ્લિત છે, માટે આ તો જે સો સદી ( સૈકા ) માં પણ સાંભળ્યું નથી એવું અવનવું જોયું !! અહીં કુન્તીનો વિસ્મય એ સ્થાયિભાવ છે; મયદાનવનું સભાનિર્માણ રૂપ લોકોત્તરકાર્ય એ આલંબનવિભાવ છે, એ લોકોત્તર કાર્યનો જે મહિમા વર્ણાયો છે, તે ઉદ્દીપનવિભાવ છે. કુંતીનું રીઝવું, ભ્રમિત થવું, વગેરે સંચારીભાવ છે, એ સર્વથી અહીં અદ્દભૂતરસ વર્ણાયો છે. ( એજ પ્રમાણે આ ગ્રંથમા સર્વત્ર વિસ્મય સ્થાયિભાવનું પોષણ કરવામાં આવશે, માટે અદ્દભૂતરસની ઉત્પત્તિ સમજી લેવી ).

૫૬. દેવેશનો–ઇંદ્રનો. શ્રેષ્ઠતર–વધારે શ્રેષ્ઠ. પાર્થ ઇ૦–આ અલભ્ય વસ્તુઓને અહીં લાવ્યો માટે પાર્થનું પરાક્રમ પૂર્ણ છે ! જાણે ઇ૦–જાણે નવે પ્રકારના રસો મને ભાવ ( આનંદમય સાત્વિક ભાવ ) ઉપજાવ્યો હોય, એવું મારૂં ચિત્ત થયું છે ! બાપ–હે બાપ ! –હે દીકરા !

ભૂમિ ભીંતિ જે રત્ન તે, મેં ભાળિયાં ના ધારિયાં,
શાં તોરણો મોતીતણાં, આ અમૂલી બાંધિયાં;
શાક ને આ પાક પૂરા, ભાજી તાજી ભલી દિસે,
પ્રીમે પ્રેમે પ્રેમદા આ, કેવી પેરે રાંધિયાં;
ષડ્રસના સ્વાદ જે જે, ભોગવું હું ભક્ષ વિના,
સફળ જીવ્યું મેં કર્યું, ન ભાળ્યું તે ખાંધિયાં!
કુરંગ ને માતંગ આ, છે ખરા કે ચિત્રકેરા,
એ સમજાવો તમે તો, શુદ્ધ સત્વો સાંધિયાં. ૫૭

ભીમાર્જુન! આ શું ભાળું! વારણ વડામાં વડો,
શ્વેત શુદ્ધ પય જેવો, જોતામાં જણાય છે;
આહા! શો રૂપાળો કરિ, કારમો છે કોનો બાપ?
દંત એના વળ્યા કેવા, બે ચાર ગણાય છે;
ગંડસ્થળ મધ્ય મૂક્યો, અરાડી અંકુશ આ શો?
ઝૂલ ને અંબાડી ભારી, ચિત્તમાં ચણાય છે;

---

શ્રમ ઇ૦—મને અહીં ફરતાં ફરતા શ્રમ તો થાય છે પણ જોવાના આનંદથી તે શ્રમ પાછા મિથ્યા થાય છે—જણાતો નથી!

૫૭ ભૂમિ ઇ૦—આ સભાની ભૂમિમાં અને ભીંતમાં જે રત્ન જડયાં છે તે મેં ભાળ્યાં નથી કે ધારણ પણ કર્યાં નથી! અમૂલી—અમૂલ્ય. ચિત્રનાં શાકપાકાદિ અને ભોજનાદિ વર્ણે છેઃ શાક ઇ૦. ભોગવું—અનુભવું. એવા પ્રકારનો વાસ આવવાથી કે મનની તૃપ્તિ થવાથી. ન ભાળ્યું—જેમણે આવું આવું કાંઇ જોયું નહિ તે તો ખાંધિયાં—ખાધ ઉપર ભાર ઉંચકનાર મજૂર જેવાં કે મડદાં ઉંચકનારા જેવાં માણસ જાણવાં. કુરંગ—મૃગ. માતંગ—હાથી. શુદ્ધ ઇ૦—તો તમે શુદ્ધ સત્વ સાંધ્યાં—યથાર્થ જ્ઞાન મેળવ્યું છે, કે મને આપ્યું એમ હું જાણીશ. (અધ્યાહાર).

સપ્ત એને મુડ કેવી ? કે'વી વાત સમજાવી,
આવી આ અલભ્ય વસ્તુ, ભણુતાં ભણાય છે ! ' ૫૮

## ઐરાવતપ્રસંશા

પ્રાર્થ કહે માતા ! એ તો ઐરાવત નામ હસ્તી,
દિગ્ગજનો સ્વામી નામી, કપૂર રૂપ શ્વેત છે,
રત્નાકર મથી રત્ન, ચતુર્દશ કાઢયા જેહ,
તે મધ્યનુ એક આવુ, કેવો એનો વેત છે,
અડગ એ યુદ્ધ માહે, અરિગણુથી ન હારે,
વારે ન કોઇ, એ પર ઇંદ્ર કેરૂ હેત છે,
દંતુસળ મુસળ શા, વજ્ર કરતા કઠિન,
જીતે ઇંદ્ર એનાથકી, રથરાજિ ખેત છે ૫૯

---

૫૮ હવે કવિ કુંતીમાતને ઐરાવતની પ્રતિમા દેખાડીને ગ્રંથના મુખ્ય વિષયનુ બીજ રોપે છે, ભીમાર્જુન ઇ૦–હે ભીમ ! હે અર્જુન આ હું શુ દેખુ છુ ! વિસ્મય આ શુદ્ધ પય (દૂધ) જેવો શ્વેત ધડામાં વડો વારણુ (હાથી) દેખાય છે હરિ–હાથી સપ્ત–સાત ભણુતા ઇ૦–એ કાઇ વર્ણવતા વર્ણવાય એવી છે ।

૫૯ દિગ્ગજનો–આઠ દિશાઓમા રહેવા આઠ હાથીઓનો ચતુર્દશ –ચૌદ ચૌદ રત્નમા ઐરાવતની ગણુના થયેલી છે –

लक्ष्मी, कौस्तुभ, पारिजातक, सुरा धन्वतरि, श्चन्द्रमा,
गाव कामदुघा, सुरेश्वरगजो, रमा च देवागना,
अश्व सप्तमुखो, सुधा, हरिधनु शखो, विष, चाबुज
रत्नान्येव चतुर्दश प्रतिदिन कुर्वन्तु नो मगलम् ॥

લક્ષ્મી કૌસ્તુભ મણિ, પારિજાતક વૃક્ષ, સુરા, ધન્વંતરિ વૈદ્ય, ચદ્રમા, કામદુધા ગાય, ઐરાવત હાથી, રભા અપ્સરા સાત મુખનો અશ્વ, અમૃત,

માનવકેરા જોવામાં, આવે નવ એ કદાપિ.
જે મયદાનવે દીઠા. આ લેખ્યો એ તેવો છે;
ચતુરાઈ ચિત્રકેરી, પ્રત્યક્ષ જણાય માટે,
કેવો વર વારણ આ, સત્ય જોવા જેવો છે !
વળી ચાલો આગળ જ્યાં, અવનવા એથી ઘણાં
મણિમય જુઓ પેલો, માના ! મોર કેવો છે !
ભીમભડ કહે ચાલો, જોવાનું ઘણુંય હજી,
કુંતી જુએ હસ્તી ઉભી, માન્યો મિષ્ટ મેવો છે.

## કુંતીકામના.

બીજું નવ જોવું કાંઇ, હસ્તી અવનવો ભાળુ,
શું સ્વર્ગે આ વાસ વસે, કે કો અન્ય ધામમાં
વાસવનો વારણ એ, અમરાવતીમાં હશે,
શકા સમાધાન થયું, નર પશુ ન ભમા !
ચિત્ર જેનું આવું સુવ વપુ તેનું કેવું હશે,
જોયું નહિ તેનું જીવ્યુ આયુ કશા કામમા ?

---

ઇંદ્રધનુષ્ય, શંખ, જળમાથી ઉપજેલું વિષ, એ ચૌદ રત્ન અમારું સદા કલ્યાણ કરો. વેવ-રચના વારે ઇ૦-એને કોઈ વારે ( અટકાવે ) નહિ. રણુરાજિ ઇ૦ એ હાથી રણ ( સંગ્રામભૂમિ ) ની રાજી ( પંક્તિ ) નું ખેત ( ક્ષેત્ર ) છે. ઐરાવત રૂપી અલૌકિક વસ્તુનો મહિમા વર્ણવ્યો છે માટે વિસ્મય સ્થાયિભાવનું ઉદ્દીપન.

૬૦ ચતુરાઈ—એ હાથી પ્રત્યક્ષ હાથી સરખો જણાય છે માટે એ ચિત્રની ચતુરાઈ છે. વર-ઉત્તમ કુંતી ઇ૦-કુંતી ભીમનું કહેવું ન સાભળતા ઉભી ઉભી હાથીનેજ જુએ છે. કુંતીના વિસ્મયની વ્યંજના.

ભીમાર્જુન સમા સુત, કામના ન થાય પૂરી;
એ તે બને કેમ વારૂં ? છે સગાઇ શ્યામમાં !! ૬૧

પ્રત્યક્ષ આ જોવો હસ્તી, જોવા જેવું પછે જોવું,
આહા ! શું સ્વરૂપ એનું, ભીમાર્જુન ભાળિયે !!
સુખ મને સુતવડે, અલભ્ય થયા છે લભ્ય,
દર્શન દે હસ્તી આવી, કષ્ટ કાય ટાળિયે;
તારા તો અપાર ઉગ્યે, પ્રકાશ પડે ન પૂરો,
એક ચંદ્ર ઉદે થાતા, સાપડ્યું સંભાળિયે,
કો કૌરવ શત જાણે ? વખાણે પંચ મારા સૌ,
પંચ એક, રૂપ પૂરા, ન્યાળતા શું ન્યાળિયે !! ૬૨

જાવ બાપ ! જાવ વેગે, હસ્તી માતા કાજ લાવો,
ભાવતા અધિક ભાવો, પૂરી કરો કામના;
મારા જેવી મન માન્યું, જુવે નહિ આવી વેળા,
પછે જોશે કોણ બીજી, છે આ દિન કામના;

---

૬૧ વાસવનો—ઇંદ્રનો. અમરાવતી—ઇંદ્રની નગરી શંકા ઇ૦—એ હાથી ક્યાં હશે એવી પ્રથમ શંકા થઇ, અને પછી, અમરાવતીમાં હશે, એમ કહેવાથી શંકાનું સમાધાન થયું. નૂર ઇ૦—એના નામમાંજ મોટું નૂર—તેજ છે !—એનું નામજ ભવ્ય છે ! વપુ—શરીર છે ઇ૦—વળી શ્યામ (કૃષ્ણ) આપણા સગા છે, તો એ હાથી જોવાની મારી ઇચ્છા કેમ પૂરી ન થાય !

૬૨ અલભ્ય ઇ૦—ન મળે એવાં સુખ મને દીકરાઓવડે મળ્યાં છે. હવે હસ્તી આવીને મને દર્શન દે, એટલું હું ઇચ્છું છું, તો તે મારૂં કાયાનું કષ્ટ તમે ટાળો. સાપડ્યું ઇ૦—જે મેળવેલું હોય તેને જોઇ રાખીએ, કો ઇ૦—સો કૌરવ છે પણ તેને કોણ જાણે છે ? પણ મારા પાંચ પુત્રોને સૌ વખાણે છે એક ચંદ્રની ઉપમા ઘટાવવા સારૂં કહે છે પંચ ઇ૦—એ પાંચ છતાં પણ સંપને લીધે પૂરેપૂરા એક રૂપ છે.

વજ્ર કર્યો વાસવને, ગંધર્વના આવ્યા ગર્વ,
સુત છે સમર્થ મારા, નથી કોઇ નામના;
માત મન મનવવા, ઐરાવત આણી આપો,
તાપ તનતણો કાપો, નથી ઓછી નામના ! ! ૫૩

## ભીમાર્જુનભાષણ.

ભીમભટ ભાખ્યો તદા, મોમાં માય એવું માગો,
અવશ્યમાં અનુરાગો, લભ્ય કેમ થાય તે ?
પૃથ્વીપતતણી તમે, વસ્ત જે સમસ્ત માગો,
આણી આપું વિપળમાં, ક્યાંથી સ્વર્ગે જાય તે !
મૂઆ પૂઠે જ્યાં જવાય, તે પણ સત્કર્મ હોય,
સ્વદેહે ન જાય કોઇ, હરિગુણ ગાય તે,
ચાલો ઝટપટ આગે, જોઇ જૈયે પાછા વળી,
કામના તમારી કળી, વ્યર્થ મન વાહ્ય તે ! ૫૪
ધનંજય કે' જનની ! આશા પૂરાય મનની,
શી તૃપ્તિ થાય તનની, અટપટું માગતાં !
શતક્રતુ શક્રેરં, ઐરાવત વાહન એ,
પૃથિવી પ્રત્યક્ષ આવે, મરજાદા ત્યાગતાં;

---

૫૩ ભાવતા ઇ૦-તમે ભાવતા તો છોજ, પણ મને હાથી આણી આપીને અધિક ભાવતા થાઓ. મારા જેવી-પાંચ પ્રતાપી પુત્રોની માતા. ગર્વ નામે સંચારીભાવ આવી વેળા-આવા અભ્યુદયની વખતે-ગંધર્વના-ચિત્રરથ ગંધર્વના. નામના-કહેવા માત્ર બાળ,ગ નામના-કીર્તિ.

૫૪ ક્યાંથી-પણ સ્વર્ગે તે કેમ કરીને જાય ! (કોઇ કવી અધ્યાહૃત છે) હરિગુણ ઇ૦-જે હરિના ગુણ ગાય, તે પણ સ્વદેહે સ્વર્ગમાં જઇ શકે નહિ. જોઇ ઇ૦-સભા લોકને સાથે લઇ જઇએ (નિવાસગૃહ તરફ) કામના ઇ૦-તમારી કામના (ઇચ્છા) અમે કળી (જાણી), જે મનને વ્યર્થ વાહાય (છેતરે) તે (એવી) તમારી કામના છે !

માનવામાં આવે કેમ ? વેધી નાખે વજ્ર કાય,
ચાલો વળી અન્ય બાજુ, મન અનુરાગતા.
આતકેરી કૃપાવડે, પાકારિને જીતે પાર્થ,
કિંતુ પથ સ્વર્ગકેરો, જાણ્યું નહિ જાગતા. ૬૫

## કુંતીકોપ.

ચક્રવીર સાચા માન્યા, પંચ પુત્ર આદરા મે,
મનવાંછિત અર્પતા (તો), કોઇ ના પાછો પડે
ધારણા ને ધ્યાન એ સૌ, વ્યર્થ અર્થવતી મતિ,
હા ! શું કરૂં આજ હવે, અંગોઅંગ ઉપડે ! !
મહામહાકષ્ટ વેઠી, પુત્રપાલન મે કર્યું,
તે વ્યર્થ હા ! નિશ્ચ થયું, શું જડવાનું જડે ! !
કામના પૂરાય ના જો, નવા યુવાપુત્રથી તો,
ધિક પ્રભા ! ધિક સભા ! કીર્તિ કૂડી એનડે ! ! ૬૬

---

૬૫ શતક્રતુ—સો યજ્ઞ કરનાર પૃથ્વી ઇ૦—એ વાહન ઇશ્વરકૃત મર્યાદા (સ્વર્ગનું પૃથ્વીપર ન આવે એવી) ત્યાગીને પૃથ્વી ઉપર પ્રત્યક્ષ આવે શું ? કોઇ કહેશે કે હા, આવી શકે તો માનવામાં કેમ આવે ? કેમ ન માનવામા આવે એમ કહેશો તો વેધી ઇ૦—ત્યા જતામા ઇંદ્ર પોતાના વજ્રવડે કાયાને વેધી નાખે પાકારિને ઇંદ્રને જાગતા—અર્થાત્ એ તો સ્વપ્નામાં આવી શકે જાગ્રત અવસ્થામા તો એ માર્ગ જાણી શકાય નહિ મતલબ કે તમારી ઇચ્છા સ્વપ્નના પદાર્થ મેળવવા જેવી દુર્ઘટ છે

૬૬ ધારણા ઇ૦—મે જે ધારણા ધારી અને જે વસ્તુ ધ્યાનમા લીધી એ સર્વે અર્થવતી મતિ (ધારેલો અર્થ પ્રાપ્ત કરવાની ઇચ્છા) વ્યર્થ થઇ હાય ! હવે હુ આજ શુ કરૂ ? મારા અગનો ઉમગ ઉપડી જાય છે ! ! શું ઇ૦—પુત્રપાલનાદિ કષ્ટમાંથી જડવાનુ શુ જડે એમ છે ? નવા ઇ૦—નવીન અને જુવાન વયવાળા પ્રભા કાંતિ

વાસુદેવે વેણ પાળ્યું, દેવકી મનાવશું જે,
સ્વાપ કાર્ય એ હતું ગું, વિચારી વિચારશે;
મૂઆ સુત આણી આપ્યા, આશ પૂરી તાપ કાપ્યા,
દર્ભંગ અંગ વ્યાપ્યા, કેણ ના સંભારશે!!
આમનીશા પૂરવાને, સુત સાચવી રાખવા,
મિથ્યા વૃથા પૃથામાને, દુઃખથી આ તારશે !
માત માગ્યું અપાયું ના, ભીમાર્જુન બડ એથી,
કુંતીથી ન કાંઇ થયું, અરિ અંગ ચા'રશે. ૬૭

શી ગાંધારી અણધારી, વધારીને વાત કે'શે,
દુર્યોધન દુશ્મન શું, એણે વેણે મારશે;
કોઇ વાત લાગે નહિ, અમરત્વ અંગ વ્યાપ્યે,
એ ગવત દેખે નહિ, કુંતી પ્રાણ ધારશે ?
પ્રભાકર ઉગે અને, ઝાકળનું જળ રહે,
મૃગજળ સત્ય ઠરે, શશ શિંગ ડારશે !
કદાપિ એ બને જાણો, તથાપિ ન જીવે કુંતી,
શેષનાગ જીભે નહિ, અગ્નિ દેહ બાળશે. ૬૮

---

૬૭ વિચારી-વિચારવંત. દેવકીનું શું વેણ પાળ્યું તે કહે છે મૂઆ ઇ૦. દર્ભંગ-દર્પ અને ભંગ (૬૬). આમનીશા-મનની ઇચ્છા. મિથ્યા ઇ૦-આ પુત્રો મને દુઃખથી તારશે, એમ પૃથા (કુંતી) મિથ્યા માને છે ! એ આશા વૃથા છે ! અતિ નિરાશીપણું બતાવવાને મિથ્યા અને વૃથા બે શબ્દો એક અર્થની પુનરુક્તિ કરી છે ! શત્રુઓ તમને આવા મહેણાં મારશે, તે કહે છે માત માગ્યું ઇ૦-ભીમ અને અર્જુન એવા બે બડ (વીર) પુત્રોની પણ માતાએ માગ્યું તે અપાયું નહિ, અને ન અપાયું ત્યારે કુંતીથી પણ કંઇ થયું નહિ, એવાં વચન બોલીને અરિ તમારાં તથા મારાં અંગ ચા'રશે.

૬૮ કયા અરિ મેહેણાં મારશે તે કહે છેઃ શી ઇ૦. દુર્યોધન ઇ૦—

કહી એનું શિર કર, ધરી મુખ બૂમ પાડી,
અરે ! નવ કોઇ બેલી, માદ્રી ! ધન્ય તુજને;
સુત શ્યામાકેરા થકી, જાણી રહી જીવતી ના,
મૂઢમતિ જીવી હું શે, વ્યર્થ વારી સુજને !!
સપત્નીપણું તેં ધાર્યું, સુખ હરી લીધું મારૂં,
તેં કર્યું ન કાંઇ સારૂ, ભટકાવી હું વને !
ભલાં ભાગ્ય બાઇ ! તારા, મારા કર્મને હું દોષ–
દેઇ દિન ગાળું હવાં, તાપ ત્રિવિધ તને. ૬૫

અશ્રુકેરી ધાર ત્યાં ચે–ધાર વાર વાર ચાલે,
કંપે અંગ જપે નહિ, નિ:શ્વાસ નાખે અતિ;
કાર્ય કરનાર, કર—ધરનાર નથી કો શું ?
કુંતી ગુંતી કષ્ટકીચ, દીનત્વ દાખે અતિ;
વા'ર કરે વાસુદેવ, સુતથી ન કાઇ થાય !
અરે ! શું ન એહ આવ્યા ! હેત જે રાખે અતિ !!

---

દુશ્મન એવા દુર્યોધન મહેણાંથી અને વેણે ( વચનથી ) શું ( કેવો ) મારશે. કાઇ ઇ૦–પણ તમારા અંગમા અશૂરત્વ ( કાયરપણું ) વ્યાપવાથી તમને કાઇ વાત લાગવાની ( અસર કરવાની ) નથી !! શશ ઇ૦–સસલું શું સિંહને ડારી શકે ! શક્રનાગ–ઇંદ્રનો હાથી અગ્નિ ઇ૦–દેહને અગ્નિમાં બાળશે.

૬૯ શિર ઇ૦–માથા ઉપર હાથ મૂકીને શ્યામકેરા–તેમની પરણેલી સ્ત્રીઓના ( વાહાલા ) વારી–પાંડુની પાછળ સતી થતી અટકાવી ! સપત્નીપણું ઇ૦ તેં પોતે સતી થઇને અને મને સતી ન થવા દેઇને મારૂં સુખ હરી લીધું છે, અને એમ કરીને તેં તારો શોક્ય ણાનો ભાવ વજાવ્યો છે ! તને–શરીરે.

પ્રાણપતિ ! સ્વર્ગે વસ્યા, કુંતીરૂં કષ્ટ હરો,
એને ફિર દુઃખું કરો, ભાર આ થાએ અતિ ! ! ૭૦

## ભીમાર્જુનવાક્ય.

ભીમસેન ભાખ્યો 'માય ! જે જઈ નરેશને રે',
તેડી લાવ્યા તર્ત અત્ર, શાંત કરે માતને;
હું ન સુણું બોલ એના, સંભળાવે ન દુઃખી તે,
સદ્ય સમાધાન કરે, સાચી વદી વાતને;
વધારે શું વાત કરૂં, નત્ર મને એવું લાગી,
વૈકુંઠવાસી વેષે વપુ, ભોગવા બેઠી ખ્યાતને !
આશ મા ! હું લાવ આવું, સ્વર્ગ માર્ગ દેખતાની,
તારી ભાવી વસ્ત આપું, શુદ્ધ ધરશ થાતને !, ૭૧
અર્જુન જે આવ્યો ઝટ, યુધિષ્ઠિર તેડી આવ્યા,
દ્રૌપદી સુભદ્રા આવ્યાં, વાતેવાત જાણીને;
દ્રૌપદી સુભદ્રા પાસ, જાય તેને તો ઉવેખે,
શાંત સ્વામી કરો વા'લે, બોલ ભલા પ્રાણીને ! !
વૃદ્ધ વેરી વિશ્વમાં છે, અર્થ થાયે કેમ એ તો,
મારા નત્ર મારા થયા, જાણ્યું દૈન આણીને;
પારકાંની આશા એ તો, નિરાશાનાણ્ણા તમાસા,
આસા ખાંત ધારી બેઠો, પીડાવા દો પ્રાણીને ! ! ૭૨

---

૭૦ કુંતી-કુંથાઇ-કળા ગઇ. પાંડુને સંભારે છેઃ પ્રાણપતિ ઇ૦. એને ઇ૦-હું કુંતીને માથે છું. એને દુઃખ નહિ પાડવા દઉં, એમ કહો. ભાર ઇ૦-આ (કુંતી) અતિ ઘાટ (દુઃખનો ભાર) થાએ છે.

૭૧ માય !-હે અર્જુન ! નરેશને-યુધિષ્ઠિર રાજાને. ન સુણું-સાંભળી શકતો નથી ! ખ્યાતને-કીર્તિને.

૭૨ દ્રૌપદી ઇ૦-દ્રૌપદી અને સુભદ્રા જ્યારે કુંતીમાતાની પાસે ગયાં ત્યારે કુંતીએ તેમનો તિરસ્કાર કરવા માંડ્યો. વૃદ્ધ વેરી-વૃદ્ધ એજ વેરી.

ભીમાર્જુન લુવે આંખ્ય, યુધિષ્ઠિર નમે જઇ,
માત ! એ હસ્તી ન આવે, કલ્પના કાઇ કરો !!
જાણો તમે જોયુ ઘણું, કારજ કરાય કેમ ?
ઇંદ્રરાય હસ્તી આપે ? બોલતાં શે ના ડરો !!
આ ચિત્રમાં જેવો કાઢયો, તેવો હસ્તી હશે માતા,
ભજો પ્રભુ ભાવ ધરી, ત્રિભુવન આ તરો !!
ઐરાવત ભાવ્યા થકી, સ્વર્ગમાં જવાય નવ,
હરિસમર્થ્ય એવું કરો, સ્વર્ગપથમા સરો ! ૭૩

જોવારી ત્યાં હસ્તી રોજ, એથી અવનવું ઘણું,
દુઃખ દીલ ત્યાગો માત, સુખ આ સો ધારીને;
જોઇ કષ્ટ તમારૂં ને, અર્જુનાદિ કંપે કાય,
સહદેવ નકુલ આ, મન રહ્યા મારીને !!
અન્યના કારજ કરે, તમારૂં ન કરે કેમ ?
નથી થવા જેવું એ તો, પુણ્ય પરવારીને !
વારંવાર નમી ભાખુ, માન મૂકો મનવાત,
સુખમા આ દુઃખ કેવું, શુદ્ધ લ્યો સંભારીને !! ૭૪

---

મારા ઇ૦-મારા પુત્રો તે મારા ન થયા ! ખાસા ઇ૦-તમારા ખાસા પતિને ખાવ ધારીને સેવે, અને આ વૃદ્ધ પ્રાણીને પીડાવાદો !

૭૩ કલ્પના ઇ૦-કાઇ વિચાર તો કરો ! જાણો ઇ૦-તમે ઘણું જાણો છો અને ઘ ! જોયું છે હરિસમર્થ્ય ઇ૦-મતલબ કે તમારે આટલી વયે હવે હાથી લેવાની ઇચ્છા રાખવાથી શું ફળ છે ? તમે તો હરિ ભજો એજ તમારા હિતની વાત છે !

૭૪ પુણ્ય ઇ૦-એવું પુણ્ય પરવારી બેસે-ખોઇ નાખે, તથાપિ એ કાર્ય થાય એવું નથી ! શુદ્ધ ઇ૦-તમારી યોગ્યતા અર્થાત્ ઐરાવત લેવાની ઇચ્છા કાઢી નાખો.

જનની જીવાડે નહિ, અકૃત્ય કરાવા ધારે,
બેસી તેને મેણુ પછે, દુઃખ ટાળનાર છે!
અરે હા! વિચાર કરૂં, ધ્યાન ધારણાએ ધરૂં,
હિત માત્ર ત્યારે હરૂં, માત બાળનાર છે!
કહું કેતી વાર ધાર, માત તું વિચાર સાર,
પાંર પાડવાની પેર, ગતિ ગાળનાર છે!! ૭૭

નવગ્રહ વાંકા થયા! સુખદિન આવ્યા ગયા!
શુભ ચિંતકથી વહ્યા! દુઃખાબ્ધિમા માત! છું;
પાળીપોષી પુષ્ટ કર્યા, અરિગણથકી તર્યા,
સર્વ મનોરથ સર્યા, માત! પ્રેમપાત્ર છું;
જોયું નહિ જાણ્યું નહિ, વન બીચ તાણ્યું નહિ,
સ્વપ્ન મધ્ય આણ્યું નહિ, વેઠે દીન જાત છું!
કહ્યું કેવાથી વિશેષ, રોપાય છે આતો ક્લેશ!
પામે નહિ જે મહેશ, અમો નરગાત છું. ૭૮

---

૭૭ નિકટ-પાસે. જનની-માતા અકૃત્ય-ખોટું કામ. અરે હા૦-યુધિષ્ઠિર કહે છે કે અરે હાય! જ્યારે હું વિચાર કરૂં છું અને ધ્યાનમાં તથા ધારણામા એ વિચારને ધરૂં છું ત્યારે અમારા તમામ હિતનો નાશ થયેલો હું જોઉં છું! અને અમારી માતા એજ અમારા હિતને બાળનારી છે એમ મને સમજાય છે! હું કેટલી વાર કહું! હે માતા! તું સારો વિચાર ધાર; કેમકે આ તારો વેરાવન જોવાનો વિચાર જેથી ચાર પાડી શકાય તેની પેર (રીત) અમારી ગતિને ગાળી નાખનારી છે!!

૭૮ શુભ ક૦-અમારી શુભચિંતક તો તુંજ છું, પણ આ વખતે અમે તારા શુભચિંતકપણાથી વહા-દૂર તણાઇ ગયા છીએ અર્થાત્ તું હમણા અમારૂં શુભ ચિંતન કરતી નથી. દુઃખાબ્ધિમ-દુઃખરૂપી દરિઆમાં છું-અમે છીએ. પાળી ક૦-હે માતા! તેં અમને પાળીપોષીને

પિતાને ન પેખ્યા અમે, તમે રક્ષણ કર્યું છે,
ભક્ષ ભરપૂર અર્પી, પંચ પિંડ પોષિયા;
ક્ષુધારથી રક્ષ્યાં તમે, જાણ્યું જમે પુત્ર મારા,
દુઃખ દિન વામી જાય, દાવે દાબ્યા દોષિયા;
મર્ણાંતની પીડ ટાળી, સંભાળી સમય લીધો,
દીધો કોપ લીધો બોધ, અરિગણ શોષિયા;
ઉમંગ વધાર્યો અંગ, આશ કષ્ટ મધ્ય દેઇ,
નવ નવ રંગ ભંગ, તનમન તોષિયા. ૭૫

ભેદ પડે ભટ થઇ, કટ થઇ કાપ્યું કષ્ટ,
સાચી શીખ દીધી સર્વ, વાસ કર્યો વેરીમાં!

---

મોટા કર્યાં, અમારા અરિગણ (શત્રુ સમુદાય) થી અમે તર્યાં (બચ્યા) તે પણ તારા લીધેજ; તારાથી અમારા સર્વ મનોરથ સિદ્ધ થયા છે. હે માતા! તું અમારા પ્રેમનું પાત (પાત્ર) છે. પણ જે અમે જોયું નથી કે જાણ્યું નથી, જેને અમે અમારા શરીરની વચ્ચે (મનમા) તાણ્યું નથી (વિચાર્યું નથી,) જેને અમે સ્વપ્નામાં પણ સાંભળ્યું નથી, એવા તારા વેષે અમે આજે દીન થયા છીએ માટે ઇ૦-જે મહેશ સરખા પણ પામી શકે નહિ તે. અમો તો નરજાત (મનુષ્ય દેહધારી) છીએ, તો શારીતે પામી શકીએ? (અધ્યાહાર).

૭૬ પિતાને-પાંડુને. ન પેખ્યા-(અમારી અતિ નાની વયમાં તેમનું મરણ થવાથી) ન જોયા. પંચપિંડ-અમારાં પાચ જણના શરીર ક્ષુધારથી-ભૂખ્યાં. દાવે ઇ૦-દોષિયા (દોષના ભરેલા-કૌરવો)ને તમે દાવે (લાગ જોઇને) દાબ્યા-દબાવી દીધા. મર્ણાંતની-(લાક્ષાગૃહ વગેરેમાં) મરણની. દીધો કોપ-(શત્રુઓને) લીધો બોધ (વિદુરાદિક પાસેથી) અથવા અમે તારી પાસેથી બોધ લીધો અને કોપ તજી દીધો તથા તેવડે અરિગણનું શોષણ કર્યું. આશ ઇ૦-કષ્ટના સમયમાં અમને સારી આશા આપીને નવ ઇ૦-અમારા નવ રંગ (નવ રંગ) નો ભંગ નવ (નહિ) થવા દીધો, અને અમને તન તથા મનમા સંતુષ્ટ કર્યાં.

સામાન્ય સગાને કર્યાં, સાચા સગા વાંકી વેળા,
સમજો છો શુદ્ધ ભેદ, અર્કફળ કેરીમાં;
આ પુર અપાવનાર, બૂડેલાને તારનાર,
જ્ઞાન ધ્યાન ધારનાર, ઝંખો કેમ ઝેરીમા !
નવખંડના પ્રચંડ, નીતિજ્ઞ નૃપાળ જેહ,
તેના જેવું કૃત્ય કર્યું, હું ન ગણું મેરીમા ! ૮૦
હારી રે' સાક્ષાત શેષ, માત આગે માન મુકે,
મહેશથુ મોટું મન, શુક્રસમ નીતિમાં;
લભ્ય થાય એવું નવ, અલભ્ય તે માગે કેમ ?
માડ માંડ જુએ મન, રાહ સર્વ રીતિમા,
હઠીલો સ્વભાવ હોય, આવી તેવી વાત વિષે,
મહત્કૃત્ય થાય તેણે ? ન વિચારો વીતીમા !

૮૦ ભેદ ઇ૦–અમો પાચ બંધુમાં બટ લેઇને (જલદીથી) ભેદ પડે તે વખતે તેં હટ લઇને (તરતજ) અમારૂં કષ્ટ કાપ્યું ! અમો પાચ ભાઇઓમાં ભેદ ન પડે માટે તેં દ્રૌપદી અમને પાચેને અર્પણ કરી. વેરીમાં–હોરવોમા. સામાન્ય સગાને–કૃષ્ણ વગેરેને. વાંકી વેળા–દુઃખની વખતે. અર્કફળ ઇ૦–આકડાનું ફળ અને કેરી આકૃતિમાં સમાન હોય છે, તેથી અવિચારી મનુષ્ય કેરીને બદલે આંકડાનું ફળ લેઇને ચાખતાં પસ્તાય છે, પણ તમે તો મિત્ર જેવા દેખાતા શત્રુઓ તથા ખરા મિત્રોને પારખી કાઢો એવાં છો તેથી અમારે પસ્તાવું પડયું નથી ! આ પુર–ઇંદ્રપ્રસ્થ. બૂડેલાને–રાજ્ય ખોઇ બેઠેલાને–અમને જ્ઞાન ઇ૦–જ્ઞાનને ધ્યાનમા ધારનાર તમે આજ હવે ઝેરી વસ્તુમા કેમ ઝંખના રાખો ! અર્થાત્ ઝેર જેમ નાશ કરે છે તેમ આ તમારી ઇચ્છા પૂર્ણ કરવામા પણ અમારો નાશ થાય એવું છે, તે તમે જાણો છો માટે તમારી એવી ઇચ્છા હોયજ નહિ, પણ આ તો અમારી પરીક્ષા લેવા તમે યુક્તિ રચી છે ! મેરીમા–સીમા. મતલબ કે તમે સ્ત્રી છતાં મોટા રાજ્યનીતિ જાણનાર છો, માટે એવી માગણી કરવામા અમારો પ્રેમ જેવા રૂપ કાંઇ ઊંડા આશય હશે.

અમે માગ્યું આપો તમે, તેમને શું આપીશકું ?
સરવસ્વ અર્પો માત ! પુત્રકેરી પ્રીતિમાં! ૮૧

## કુંતીકોપવેણ.

ડાહ્યા દીકરા હું જાણું, ડાહી ડાહી વાત તારી!
અલ્યા સેવી કૂખ મારી, ડાંપણ શું શીખવે ?
રાજા થઇ બેઠો તેથે, ગર્વ ને ગુમાન વધ્યું,
રાજનીતિતણા ભેદ, જવાદે ને તું હવે !
જ્ઞાન તને કશ્યું વશ્યું ? જ્ઞાની થઇ જ્ઞાન કરે,
સમજે ન સેહલી વાત, આવ્યા કૈં અનુભવે !
અતિ કહે કશું અતિ, તોય સમજાવું કૈંક,
ઉઘડે અંતર તારું, કવીશ્વર તે કહે ! ! ૮૨

---

૮૧ યુધિષ્ઠિર માતાનાં વખાણ કરીને તેની માગણી ઉડાવી દેવા ઇચ્છે છેઃ હારી ઇ૦. લક્ષ્ય ઇ૦-જે લક્ષ્ય ( પ્રાપ્ત ) ન ગાય એવી અલક્ષ્ય વસ્તુ તે કેમ માગે ? માંડ માંડ ઇ૦-પણ એ તો માત્ર આપણું મન જુએછે. ત્યારે રાદ કેમ કરે છે ? રાદ ઇ૦-તે રાદ તો કરે છે પણ તે સઘળું રીતનું છે. અર્થાત્ આપણું મન જોયા પછી રાદ છોડી દેશે. આવી તેવી-સાધારણ-ક્ષુલ્લક. ન ઇ૦-તમે જે વાત વીતી છે તેમાં માતાએ કેવું વર્તન રાખ્યું છે તેનો પણ વિચાર નથી કરતા ? અર્થાત્ પૂર્વે કોઇ વખત કુંતીમાતાએ આવા નજીવા કારણ માટે હઠ કરીછે શું ? માતાને સંભળાવવાને ઉપર પ્રમાણે ભાઇઓને કહીને પછી માતાને કહેછેઃ અમે ઇ૦.

૮૨ જ્ઞાન ઇ૦-જો તું જ્ઞાની થઇને મને જ્ઞાન કરે છે તો તને શું જ્ઞાન છે તે તો જણાવ ! કેમકે તું સેહેલી વાત તો સમજતો નથી. કાંઇક અનુભવ કરી લે. અર્થાત્ મારે હઠ કરીને ઐરાવત હાથી જોવાને અહીં મંગાવવામાં મારો શો ગૂઢ અભિપ્રાય છે તે તો તું વિચારી શકતો નથી, ત્યારે તું ડાહ્યો શાનો ?

સ્વભાવથી જેહ વસ્તુ, સિદ્ધ થઇ હોય જાણો,
પ્રમાણો ન તેને કાજ, ખોળવાં કંઇ પડે;
ગુણાગુણ મોટું નાનું, ઉઘાડું ને છાનું કંઇ,
બાનું પૂર્વ પ્રતીતિનું, અંશ માત્ર ના અડે;
કારણ ન હોય તેનું, ધરણ ધારી હું જોને,
મારણ મરણ તેના, ચિત્ત માંહી શે ચડે;
વિચારીનો વેષ ધાર, તો તો કરજે વિચાર,
સમજતું સમજ તું, સ્વભાવે શું સાંપડે ? ૮૩

હઠીલાપણું એ તો છે, ભૂષણ ભામિનીઓનું,
દૂષણ દે કોણ તેને, અજ્ઞતાગુણ વિના;
વૃદ્ધ કે તરુણ પણ, નારીજાતિ માન્ય મારી,
તો સ્વભાવ સિદ્ધ ગુણ, થાય કેમ રે હીના ?
કોપી વેરેહી વળી, વામાઓ વિષે વિચારય,
હિતાહિત જુએ નહિ, દિન આવે જો હીના;

૮૩ સ્ત્રીઓનો સ્વભાવ હઠીલો હોય છે, માટે મને બીજી રીતે સમજાવવું વૃથા છે, એવા આશયથી કુંતી કહે છે સ્વભાવથી ઇ૦ ગુણાગુણ ઇ૦–સ્ત્રીઓનો 'હઠીલો સ્વભાવ સ્વભાવસિદ્ધ છે માટે તેવો સ્વભાવ ઉત્પન્ન થવામાં કોઇ ગુણ કે અવગુણ કારણભૂત નથી, નાની મોટી ઉમર પણ તેનું કારણ નથી, ઉઘાડું કે ઢાંકિયું પણ કાંઇ કારણ નથી, પૂર્વે હઠીલો સ્વભાવ નહોતો માટે આજ પણ ન જોઇએ, એવું પૂર્વે પ્રતીતિનું બાહાનું પણ લેશમાત્ર ત્યાં આવતું નથી તેનું કંઇ કારણ જ નહોય ! મારણ ઇ૦–હઠીલો સ્વભાવ બીજાનું મારણ કરે એવો છે કે પોતાનું મરણ કરે એવો છે, એ સંબંધી વિચાર સ્વભાવસિદ્ધ હઠીલાઇવાળી સ્ત્રીઓને હોતો નથી. વિચારીનો ઇ૦–અર્થાત્ તું પોતાને વિચારશીલ માનતો હોય તો સ્વભાવે ઇ૦–સ્વભાવ ઉપર અમલ થવાની શું એવી વસ્તુ રહી છે ? અર્થાત્ કંઇ નહિ.

પ્રસ્વેદનાં બિંદુ સિંધુ-સમ વ્યાપ્યાં વિશ્વ અંગે,
ડૂબ્યા ઉતારૂજ તેમાં, જબર્દસ્ત જંગમાં;
અવનવું થયું એક, સુકોમળ દેહે દરર્યાં,
રોમ કંટક સમાન, વાગિયા ઉમંગમાં.
કોક માને એ રોમાંચ, અચ અદ્ભુતકેરી,
સાચ નવ માને કોક, વાત ધારી વ્યંગમાં. ૮૬
બોલતા બોલાય નહિ, બોને સારે બાધ કરે,
ગદગદ વાણી વેગે, દેવી રૂપ ધારીને,
હર્ભડાટ અંગોઅંગે, ગર્ભડાટ ગણે કોણ?
ચર્ભડાટ ચિત્ત વિષે, કષ્ટ દે સંભારીને,

---

૮૬ અજાતઅસ્તિત્વાવસ્થા—ન બનવા જેવા (લોકોત્તર) કાર્યવિષે માતાનો હઠાગ્રહ જોઇને ઉપજેલા વિસ્મયથી યુધિષ્ઠિરની જડ સરખી થયેલી અવસ્થા સજડ—અર્થાત ઘણી પ્રસ્વેદ—પરસેવો. વિશ્વ—બધે. બધા અંગમાં પરસેવાના બિંદુ સિંધુની પેઠે વ્યાપી ગયા—સર્વાંગે પરસેવો થઇ ગયો આ પરસેવાની અને યુધિષ્ઠિરના અંગની જબર્દસ્ત લડાઇમાં ઉતારૂ રૂપી તેના અંગ ડૂબી ગયા! એટલો પરસેવો થયો કે તેમાં યુધિષ્ઠિરના અંગ ડૂબી ગયાં હવિ કહે છે કે એવે એક અવનવું થયું યુધિષ્ઠિરના કોમળ અંગમાં તેના રોમ કંટક સમાન વાગ્યા કોમળ અંગમાં કાંટા ઉત્પન્ન થવા અને વળી વાગવા, એ અવનવું જ છે કોક ઇ૦-કોઇ તો એમ માને છે કે એ રોમાંચ (વિસ્મયથી રૂવાં ઊભાં થવાં) છે અને એ અદ્ભુત રસની આચ છે—અદ્ભુતના પ્રતાપથી થયેલો અનુભાવ છે વળી કેટલાક આ વાતને વ્યંગમાં—મર્માર્થમાં ધારીને એ વાતને સાચી માનતા નથી—કવિને કહેવાની મતલબ કોઇ જૂદીજ છે, એમ માને છે આ જગોએ કવિએ અદ્ભુતરસના અનુભાવ વર્ણ્યા છે· "જડ થઇ જવું, પરસેવો થવો, રૂવાં ઊભાં થવાં, ગદ્ગદ્ વાણી બોલવી, ગભરાટ થવો, નેત્રનો વિકાસ થવો, ઇત્યાદિ અદ્ભુતરસના અનુભાવ છે"—(રસશાસ્ત્ર)—માતાએ બતાવેલા લોકોત્તરકાર્યથી ઉપજેલો વિસ્મય સ્થાયિભાવને એ અનુભાવ પુષ્ટ કરી અદ્ભુતરસ ઉપજાવે છે.

દુઃખના પ્રકાશ થકી, નેત્રનો વિકાસ હવો,
અવકાશે અનુભાવ, રહ્યા ના વિચારીને;
જોઇ એવી સોઇ સારી, દુઃખ દેવાકેરી વારી,
કરવા સંચાર થયું, મન તો સંચારીને. ૮૭
તર્ક ને વિતર્ક કરે, ધર્ક ધર્ક ધ્રુજે વળી,
અંતર ન સ્થિર થાય, અલભ્યતા આવતાં;
આમ કરૂં કાય થાય, તર્ક ત્વરા કરે અતિ,
ટાળે ભ્રાંતિ શાંતિ સર્વ, સુખને તજાવતાં;
સંભાગી ઉત્કર્ષ હર્ષ, થાય જાય વિસરાય,
હાય હાય! વદી નમે, ભુંડરૂં ભજાવતાં;

---

૮૭ ગદ્ગદ્ વાણીથી બાકી રહેલા ત્રણ અનુભાવ અનુક્રમે વર્ણવ્યા છેઃ બોલવતાં ઇ૦ બોલે ઇ૦–જ્યારે તે બોલવા જાય ત્યારે ગદ્ગદ્ વાણી વેગથી દેવીનું રૂપ ધારણ કરીને તેને બાધ કરે–બોલતા અટકાવે. ગભરાટ વર્ણવે છેઃ દર્પ હાટ ઇ૦–તેને અંગોઅંગે દર્પ હાટ ( નાહિંમતપણું ) વ્યાપી ગયું. ગર્ભહાટ–ગભરાટ ચર્મડાટ ઇ૦–તેના મનનાં જે ચર્મડાટ ( માનસિક વિકારોની પરસ્પર લડાઇનો ) થતો હતો, તેને ભાવિ કષ્ટનું સ્મરણ આપતો હતો. દુઃખના પ્રકાશથી–દુઃખ પડશે એમ નિશ્ચય થવાથી. અવકાશે ઇ૦–એવી રીતે વિસ્મય સ્થાયિભાવ રૂપી અવકાશ પામીને જડતા આદિક અનુભાવ રૂપી વિચાર કર્યા વિના ( એકદમ–સહસા ) ત્યાં આવીને રહ્યા. જોઇ ઇ૦–અદ્ભુતના અનુભાવ યુધિષ્ઠિરના શરીરમાં ભરાયા, ત્યારે આપણને પણ તેમાં રહેવાનું મળી આવશે, એવી રીતે સારીસોઇ ( અનુકૂળતા ) જોઇને અને યુધિષ્ઠિરને દુઃખ દેવાની હવે પોતાની વારી છે એમ વિચારીને સંચારીભાવોને પણ તેના અંગમાં સંચાર કરવાનું મન થયું. અર્થાત્ સ્થાયિભાવ, આલંબન વિભાવ, અનુભાવ અને તે પછી સંચારીભાવ, એવો ક્રમ સાહિત્યશાસ્ત્રીએ રસ વર્ણનમાં રાખેલો હોય છે માટે અનુભાવ પછી સંચારીભાવ વર્ણવીએ છીએ, એમ કહેવાનો કવિનો અભિપ્રાય છે.

હાવભાવ એવા કરી, ત્યાં સંચારીભાવદાવ;
લેવા લાગ્યો દેવા લાગ્યો, અદ્ભુત સજાવતાં. ૮૮

પિંડમધ્ય પેશી ગયો, પીતવર્ણ સાથી સાથ,
મપૂરણ થયાં ત્યારે, સ્મરી આવ્યો દેવતા;
તર્ક સિદ્ધ થયો તર્ત, યુધિષ્ઠિર વદ્યા વેત્રે,
પાર્થ! સખા તેડય તારો, ગંધર્વ જે સેવતા;
વળી વદી સ્તબ્ધ થયા, કૃષ્ણા ધરે કષ્ટ અતિ,
ચાર બંધુતણી ગતિ, અનેરી અવેવતા;

---

૮૮ વિતર્ક, ત્વરા, ભ્રાંતિ, હર્ષ વગેરે અદ્ભુત રસના સંચારીભાવો છે, એમ રસના અંશોમાં કહ્યું છે. તેમાંથી પ્રથમ વિતર્ક નામે સંચારીભાવ વર્ણે છે: તર્ક ઇ૦. ધર્ક ધર્ક મુઝે–થર થર મુઝે. અલભ્યતા આવતાં–અલભ્ય વસ્તુ પ્રાપ્ત કરવાની છે એવો વિચાર થતાં. ત્વરા વર્ણે છે: આમ ઇ૦. ભ્રાંતિ વર્ણે છે: ટાળે ઇ૦ હર્ષ વર્ણે છે સંસારી ઇ૦–હાથી આવવાથી પોતાનો ઉત્કર્ષ થાય એમ જ્યારે વિચાર કરે છે ત્યારે હર્ષ થાય છે અને જ્યારે તે અલભ્ય છે એવો વિચાર થાય છે ત્યારે હર્ષ વિસરાય છે. નમે–દેહ નમી જાય પુંડરૂં–અલભ્યની પ્રાપ્તિ ન થવા રૂપ નિરાશા. હાવ ભાવ ઇ૦–ત્યાં સંચારીભાવ એવા હાવભાવ (ચેષ્ટાઓ) કરીને ભાવ લેવા લાગ્યો–મોઘો થયો (અદ્ભુતરસમાં તે ઉપયોગી થવા લાગ્યો) અને હાવ દેવા લાગ્યો–યુધિષ્ઠિરને કષ્ટ આપવા લાગ્યો. શું કરતાં? અદ્ભુત ઇ૦–અદ્ભુતરસ સજાવતા–પ્રકટાવતા. મતલબ કે અલભ્ય વસ્તુ રૂપી આલંબનવિભાવથી, તે અલભ્ય વસ્તુના લોકોત્તર ગુણ રૂપી (જેવા કે તે હાથી સ્વર્ગમાં છે, અને ત્યાં પણ પ્રતાપી ઇંદ્રના કબજામાં છે, ત્યાં જવાનો માર્ગ આપણે જાણતા નથી, ઇત્યાદિ) ઉદ્દીપનવિભાવથી, પાછળ વર્ણવેલા જડતા વિગેરે અનુભાવથી અને વિતર્ક વિગેરે સંચારીભાવથી યુધિષ્ઠિરનો વિસ્મય સ્થાયિભાવ અદ્ભુતરસ રૂપે પરિણામ પામે છે.

પાર્થે તુંબરનું સ્મર્ણ, કર્યું કે તે આવી ઉભો,
ઉપજ્યો અદ્ભુત લઘો, જે ગંધર્વ દેવતા. ૮૯

### તુંબરકૃત આશ્વાસન.

યુધિષ્ઠિર દુખી લખી, તર્ત તુંબરનું તુંડ,
સૂર્યથી કુમુદ પેર, કરમાઇ તો ગયું;
ધનંજય વધો વેણુ, તે રૂપી ચંદ્ર પ્રકાશી,
ખીલવા કુમુદ માંડયું, કૈંક કષ્ટ તો વહ્યું;

---

૮૯ હવે અદ્ભુતરસનો વર્ણ તથા તેનો દેવ પણ વર્ણે છેઃ પિંડ ઇ૦—અદ્ભુતરસનો વર્ણ પીળો છે, એમ રસગ્રંથોમાં લખ્યું હોય છે, તે ઉપરથી કવિ કહે છે કે, એ અદ્ભુતરસ પોતાના પીત વર્ણ રૂપી સાથીની સાથે યુધિષ્ઠિરના શરીરમાં પેશી ગયો ! પાછળ વર્ણેલા અનુભાવ અને સંચારીભાવથી યુધિષ્ઠિરનું શરીર પીળા વર્ણનું થઇ ગયું, એ ધ્વનિ છે. સંપૂરણ ઇ૦—એ રીતે અદ્ભુતરસનાં બધાં અંગ સંપૂર્ણ થયાં ત્યારે તેનો દેવતા યુધિષ્ઠિરને સાંભરી આવ્યો ! ( અદ્ભુતરસનો દેવ ગંધર્વ છે, એમ રસગ્રંથોમાં કહ્યું છે ). અદ્ભુતરસનો આવેશ થવા રૂપ નિમિત્તથી તેનો દેવ ગંધર્વ સાંભરી આવ્યો, એમ વર્ણવ્યું છે માટે સ્મૃતિઅલંકાર. તર્ક ઇ૦—ગંધર્વનું સ્મરણ થઇ આવ્યાથી યુધિષ્ઠિરનો તર્ક સિદ્ધ થયો. એવી રીતે કે ગંધર્વ દેવનો ગાયક છે અને તે અર્જુનનો મિત્ર છે, માટે તે દેવની પાસે જઇ મિત્રકાર્ય કરવા યત્ન કરશે અને તેથી કદાચ આપણો અર્થ સિદ્ધ થશે. પાર્થ ઇ૦—હે પાર્થ ! તારો સેવતા (સેવન કરનારો) સખા જે ગંધર્વ તેને તેડય—બોલાવ. વળી ઇ૦—ગંધર્વથી કાર્ય થશે કે નહિ થાય, એવો સંશય આવ્યાથી યુધિષ્ઠિર વળી સ્તબ્ધ થયા, અને તેમને કષ્ટિત જોઇને કૃષ્ણા ( દ્રૌપદી ) પણ અતિ કષ્ટ ધરે છે. ભીમ વગેરે ચાર બંધુઓની ગતિ પણ એકજ અંગની જૂદી જૂદી અવેવતા ( અવયવપણું ) હોય તેવી છે. અર્થાત્ યુધિષ્ઠિરના અવયવ રૂપ ભીમાદિ ચાર પાંડવોપણ યુધિષ્ઠિરનું દુઃખ જોઇને દુઃખી થાય છે. ઉપજ્યો ઇ૦—બધાની વચમાં એકાએક તુંબરગંધર્વ આવીને ઉભો રહ્યો તેથી, ગંધર્વ જેનો દેવતા છે એવો અદ્ભુતરસ-જ ઉપજ્યો હતો તે સઘળાએ જાણે પ્રત્યક્ષ લહ્યો—જોયો !

